# શ્રી જૈન પ્રબોધ પુસ્તક.

૨૮૬૫

જેમાં પુરાના મહા પંડીત નિત્યલાભજી માહારાજ
કૃત ચોવીશી સ્તવન ઉત્તમ રાગથી ભરપુર જે જુની
વરશ ૩૦૦ની પ્રત ઉપરથી.

વળી

તે સાથે ચોવીશી ચૈત્યવંદન જેમાં તીર્થંકરના નામ, ઠામ,
માતા, પીતા, લંછન, ગણધર, કાયા, પ્રમાણ, આયુષ્ય
આંતરા ઇત્યાદી ઇત્યાદી સમાવેશ કીધા છે.

ઉપરાંત

રશીલી રાગ રાગણીઓથી તૈયાર કીધેલાં પરચુરણ સ્તવનો.

વળી

જૈન ધર્મનું ટુંકમાં વર્ણન અને નીતીથી ચાલવા વિશે
દોહરા છપ્પા વીગેરે

રચનાર

ભાવસાર હરકીશનદાસ હરજીવનદાસ મુંબાઇવાળા

એઓએ.

જૈન ધર્મના શોખીનોને વાસ્તે
છપાવી પ્રસીદ્ધ કીધુ છે.

મુંબઇ
ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ

સંવત ૧૯૪૨

કીંમત ૨ આના.

૨૮૬૫

# શ્રી જૈન પ્રબોધ પુસ્તક.

## દોહેરો ૧ લો.

તિર્થંકર ચોવીસનાં, નામ ઠામ ને ગામ;
માત પીતા ને આંતરાં, કાયા ધનુષ્ય પ્રમાણ. ૧
લચ્છનને ગણધર વલી, જીન આયુષ્ય જાણ;
ચૈત્યવંદનમાં વરણવ્યા, જાસ ગુણ અભીરામ. ૨
સ્તવનો ચોવીશીનાં, લખ્યાં છે મન રંગ;
રાગ રાગણી ખુબ છે, વાંચી જુવો સજ્જન. ૩
દોહરા ને છાપ્પા સહી, નીતી તણા ભંડાર;
જૈન પ્રબોધમાં વરણવ્યા, હરકીશન કહે સાર. ૪

## છપ્પો ૧ લો.

સમરી સારદા માત, જૈનનો બોધજ આપું;
કવીઓને પરણામ, ભુલની માફજ માગુ. ૧
કવિતા હૂં જાણું નહીં, કરવા મનલલચાય;
કબુલ કરજો સરવ, કરૂં છું ગરવ શિવાય. ૨
દાસ છઊ કવીઓ તણો, જ્ઞાનીનો તાબેદાર છું;
વીનતી માહરી માનજો, શ્રાવક હરકીશન છું. ૩

## છપ્પો ૨ જો.

ગુણીઅલ સુરત શેહેર, નજીકમાં ગામ છે વાટે;
આમ નામ કઠોર, મુંબઇ વસુ ધંધા માટે. ૧
બાહારકોટ કહેવાય, ભોઇવાડે રહું છું પ્રીતે;
જૈન ધરમનો શોખ, ધરૂં છું રૂડી રીતે. ૨

જાતનો ભાવસાર છઊં, શેવક શ્રાવક જનનો;
હરકીશન મુજ નામ છે, સુત હરજીવનદાસનો. ૩

## છપ્પો ૩ જો.

ખટ દરસણ કે'વાએ, પંથ ઝાઝા દુનીઆંમાં;
ધર્મ તણી કરે ખોદ, સમજવો પુર દિવાનો. ૧
જેહને જેવો સંગ, રંગ તેહનામાં તેવો;
જેને જેવો બોધ, ગ્રહે તે સમજી મેવો. ૨
ફરવું ઠામે ઠામ, સમજવા રૂડી રીતે;
કહે હરકીશન દાસ, રૂચે મન પાળો પ્રીતે. ૩

## છપ્પો ૪ થો.

અતીશય કરચો વિચાર, ફરીને ઠામો ઠામે;
નહી લાધ્યો કીનાર, મન માહારૂ નહી ઝામે. ૧
ખુબ કરવી તપાસ, પોતાના મનની સાથે;
કરી લેવો કયાસ, ગુણીજન આપને હાથે. ૨
દાન શીયલ તપ ભાવના, ધર્મના ધોરી વાટ છે;
કહે હરકીશન દાસ બાકી, સઘલે મોટા હાટ છે. ૩

## છપ્પો ૫ મો.

શ્રાવક કુળમાં ઉપજી, સમજ્યા નહીં કંઇ સાર;
જૈન ધર્મ શું ચીજ છે, પરખ્યો નહીં લગાર. ૧
કોણ તીર્થંકર દેવ છે, કોણ છે સિદ્ધ ભગવાન;
સાધુ સાધવી કોણ છે, સમજ્યા નહીં નાદાન. ૨
સમજ્યા વીણ ડાહાપણ કરે, કહે છું શ્રાવક જન.
મુરખનો શીરદાર તે, કહે છે હરકીશન. ૩

## છપ્પો ૬ ઠો.

તીર્થંકર ચોવીસ છે, ચક્રવર્ત્તી છે બાર;
વાસુદેવ પ્રતિવાસુદેવ નવ નવ, કહ્યા એક
ચોવીસીમેં સાર. ૧
સાધુ સાધવી સમજવા, જે પંચ માહાવ્રત સહીત;
માયા મમતા છે નહીં, કંચન કામની રહીત. ૨
શીદ્ધ ભગવંત અનંત છે, થયા વળી હવે થાશે.
શુત્ર શીધ્ધાંતે વરણવ્યા, કહે હરકીશન દાસે. ૩

## છપ્પો ૭ મો

અનંતી ચોવીસી થઇ ગઈ, વળી થશે નીરધાર;
લખ ચોરાસી જીવ જોનીમાં, જીવ ભમે છે સાર. ૧
અષ્ટ કરમ વળગી રહ્યાં, વળગ્યા જીવની સાથ;
કર્મ જ્યારે એ છુટશે, મુગ્તી આવે હાથ. ૨
દાન સીયળ તપ ભાવના, કરો રાખી મન પ્રીત;
કહે હરકીશન દાસ એ તો, મોક્ષ જાવાની રીત ૩

## છપ્પો ૮ મો

દાન દેવું સુપાત્રને, તો દાન દીધું પરમાણ;
કુપાત્રને કર ચડે, કરે જીવોની હાણ. ૧
દામ ગયો ઢીમર કને, તો બેસી ગુંથે જાળ;
જીવ હંસ્યા કરવા ભણી, તે જાએ તતકાળ ૨
દાન દેનારને દોષ છે, સંદેહ નહી લગાર;
કહે હરકીશન દાસ આપો, પાત્ર જોઈને સાર ૩

## છપ્પો ૯ મો

સીયળ પાળો પ્રેમથી, વડો સીયળ મહીમાય;

ખટ દરસણમાં વરણવ્યો, શ્રેષ્ટ સીયળ કહેવાય. ૧
વીણ સીયલ નર નારીનું, નહીં જગતમેં માન;
વીશ્વાસ કોઈ કરે નહી, પામે બહુ અપમાન. ૨
વીણ આંક મીંડા પડે, તેમ સીયળ વીના તપશ્યાય;
કહે હરકીશન દાસ એ તો, સરવાળે ન ગણાય. ૩

## છપ્પો ૧૦ મો

તપસ્યા કરો હીંમત થકી, બાઈ ભાઇ સઉ સુર;
પુન્ય થાશે અતી ઘણાં, કર્મ થશે ચકચુર. ૧
સુખ ભોગવ્યાં અતી ઘણાં, જીવ અનંતી વાર;
દુઃખ વેઠયાં નરકનાં, મણાં નહીય લગાર. ૨
કાયા કામ આવે નહી, પુન્ય આવશે સાથ;
મન મારવું આપણું, કહે હરકીશન છે હાથ. ૩

## છપ્પો ૧૧ મો

ભાવના ભાવો હેતથી, પ્રીત કરો પ્રભુ સાથ;
મનુષ્ય જનમ લેખે કરો, રત્ન આવ્યું છે હાથ; ૧
વેપાર ધંધા અતી કરયા, જીવ અનંતી વાર;
તોટામાં ફસઇ રહ્યા, લખ ચોરાસીમાં સાર. ૨
લેણ દેણ ચલાવ તું, શ્રી અરીહંતની સાથ;
કહે હરકીશન દાસ ધરો સઉ, માળા પ્રભુની હાથ. ૩

## છપ્પો ૧૨ મો.

ક્રોધી નર કે નાર, ભઈ સહુ અંધા જાણો;
ક્રોધ તણે વસ થાય, તેહ જન ખુની પ્રમાણો. ૧
ક્રોધે લક્ષ્મી જાય, ક્રોધે મુકતી નાસે;
ક્રોધી ખુબ કુટાએ, સદગુણ નાવે પાસે. ૨

ક્રોધ તજો સમતા ધરો; સમતા સુખનું મુળ છે;
કહે હરકીશન દાસ ક્રોધીનું, નીશ્ચે નીચું કુળ છે 3

### છપ્પો ૧૩ મો.

માન તજો સઉ માનવી, માને માહાત્મ ઘટે છે;
માને મુકતી દુર, માનથી ઇજ્જત હઠે છે. ૧
માની નર કે નાર, માનથી ખુબ ચઢે છે;
આખરે પસતાય, ચડીને ફરી પડે છે. ૨
માન અભાવી માનવી, સુખ સાહેબી ખુબ લહે;
કહે હરકીશન દાસ નીજ ધર, જ્ઞાન લક્ષ્મી સદા રહે. ૩

### છપ્પો ૧૪ મો.

માયા દુઃખનું મુળ, માયા કલંક ચડાવે;
ગઉતમ જેવા સ્વામી, કેવલ પાસ ન આવે. ૧
માયા મુકતી દૂર, માયા સુગી ચડાવે;
માયા કરે ફજેત, માયા રટણ કરાવે. ૨
માયા તજેલ માનવી, મન ધારયું તે તો કરે;
કહે હરકીશન દાસ નીશ્ચે, મોક્ષ નારી તે વરે. ૩

### છપ્પો ૧૫ મો

લોભે લક્ષણ જાય, લોભે ગરથ ગમાવે;
લોભી ખુબ પીટાય, લોભી હાથ બંધાવે. ૧
લોભે લક્ષ્મી નાસ, લોભે મુકતી નાવે.
લોભે મન લલચાય, લોભથી ખત્તા ખાવે. ૨
લોભી થયો જે જીવડો, આખરે પસતાય છે;
કહે હરકીશન દાસ પાછલ, ભર હાટે વેચાય છે. ૩

## છપ્પો ૧૬ મો

પુરૂષ તજો પર નાર, નાર તજો પુરૂષ પરાયો;
જીવનાં જોખમ થાય, ધર્મનો ઉખડે પાયો. ૧
આ ભવને પરભવ, દુખનાં વાદલ જાણો;
લોક કરે ફીટકાર, અક્કલ્યા તું શાનો શ્યાણો. ૨
છીનાલ હોએ રૂપવાન, ખાસડાં તેહને મારો;
હરકીશન સીયલવંતીને, રૂપ નહીં પણ પગે પડો. ૩



## દોહેરો ૨ જો.

જુવો વરતતા કાળમાં, પુરૂષ સ્રીઓ સાર;
જીવ જુજવા બહુ જગે, જોયા મેં નીરધાર. ૧
કારણ તેહનું એજ છે, બાળ લગ્નનું ભાઇ;
જીવ એક મેક તણો, મલી સકે એ નવાઈ. ૨
પુરવ કાલમાં બહુ હતે, ઈચ્છાવરનો રીવાજ;
વીદ્યા અભ્યાસ વળી, સ્રીઓને કાજ. ૩
જુગતે જોડું મળી જતું, સ્રી પતીનું સાર;
શીયળ પાળતા રંગથી, સ્રી વળી ભરથાર. ૪
બાળ લગ્નનો હવે થકી, ઝટ કરો અટકાવ; *
હરકોશન કહે પામશો, વડો શીયળનો લાવ. ૫

## દોહરો ૩ જો.

પરનારી નાગનસેં બુરી, પંચ ઠોરસેં ખાએ;
અન્ય ઉદક ભાવે નહીં, ચીત્તમાં હાએ હાએ. ૧
ધન ઘટે જોબન ઘટે, પત પંચોમેં જાય;
જીવતાં ખાવે કાળજાં, મુવે નરક લે જાય. ૨

## દોહરો ૪ થો.

પરનર જેવો પારધી, નાખે સ્નેહનો પાસ;
માન ઘટે સહુ લોકમાં, પ્રીય સખી કરે ન વીસવાસ. ૧
શીયળ વિનાની નારીઓ, નહી પ્રીય પ્રીતમ પર મન.
તે પાશાણની પુતળી, કહે છે હરકીશન. ૨

## દોહેરો ૫ મો.

અભણ કદ્રુપો હોએ, કદાપી પતિ પોતાનો;
બેહેરો લુલો હોએ, તોએ પણ ઈશ્વર જાણો. ૧
આંધળો પાંગળો બોબડો, હોએ સુખ કે દુઃખ;
શેવે પતીવ્રતા સમજવી, જે ન્હાળે પ્રભાતે મુખ. ૨
કરમ તણા સ્વભાવથી, સઘળું મલે છે બાઈ;
માત પીતા કે પતિ કહો, ભાઈ વલી ભોજાઇ. ૩
કરયાં કરમ જે આપણે, ભોગવવાં પડે આપ;
કરશું તેવાં પામશું, કાંહાં પુન્ય કે પાપ. ૪
પતી પરહરે આપનો, નરકે જાશે તતકાળ;
હરકીશન કહે સમજવી, તે છમકતી છીનાલ. ૫

## દોહરો ૬ ઠો.

કામી નર કે નારીઓ, દેખત અંધા હોય;
જાર બુધ્ધીમાં ભટકતા, નીંદ્રા પોતાની ખોય ૧
લાજ મરયાદા મુકી કરી, ભટકે ઠામો ઠામ;
અન્ય ઊદક ભાવે નહી, કરેજ કુડાં કામ. ૨
આવીશ નહીં તું આંગણે, હાંકી કહાડે સર્વ;
તો પણ લાજ તેહને નહી, મનમાં રાખે ગર્વ. ૩
કામ ધંધો સુજે નહી, જે સંસારી કહેવાય;

તો ધર્મ સુજસે કયાં થકી, નીચ ગતીમાં જાય. ૪
ભાઇ બાઇઓ ભટકતા, ધર્મની કરો શોધ;
કહે હરકીશનદાસ વાંચો, એક ચીત જૈન પ્રબોધ. ૫

## દોહરો ૭ મો.

પુત્ર પુત્રીઓને બહુ, પીતા લડાવે લાડ;
વઠે તેતો બાલકો, આવે પીતા ઘર ધાડ. ૧
જીભ્યા સ્વાદ શીખે ઘણાં, ફંદે ફાટી જાય;
છાકે છકી જાય છોકરાં, પછી પીતા કરે હાય હાય. ૨
જો છકી જાએ છોકરી, ધારયું કરશે આપ;
કુલક્ષણી તું દીકરી, પછે કહે મા બાપ. ૩
જો છકી જાએ છોકરો, બોળે બાપનું નામ;
ખાવા પીવા રખડવા, કરશે કુડાં કામ. ૪
પુત્ર પુત્રીને ઉધરતાં, આપો જૈન પ્રબોધ;
હરકીશન કહે સુધરશે, કરી ચુકયો બહુ શોધ. ૫

## દોહરો ૮ મો.

મંત્ર જંત્ર સબ જુઠ હે, સચ મંત્ર નવકાર;
આ ભવે સુખ ઉપજે, પરભવ ઉતારે પાર. ૧

## દોહરો ૯ મો.

તરણ તારણ દુઃખ નીવારણ, ભવીક જીવ હીત કારણં ૧
શ્રી નાભી નંદન જગત વંદન, નમું શ્રીનાથ નીરંજનં ૨



## ॥ અથ શ્રી પાર્શ્વજિન સ્તવન ૧ ॥

હો મને ભુલી ગયો છે મારો છેલડો રે લોલ. એ રાગ.

હો મને ભુલી ગયા છો; પ્રભુ પાસ જી રે લોલ;
માહારા મુકતી હો હાંરે, મારા મુકતી તણા છો દાતાર
માહારા રાજ. ભુલી૦ ૧

હો વામા દેવી માતના જાયા રે, પીતા અશ્વસેન હો રા
આ રે; મણી ધર રે, હો હાંરે, મણીધર લંછન સોહાયા મા
હારા રાજ. ભુલી૦ ૨

હો બનારશી નગરીના રાયા રે, તુને કુમઠકું ખુખ હરાયારે;
નાગ નાગણી, હો હાંરે, નાગ નાગણી તે ઇંદ્ર પદ પાયા
માહારા રાજ. ભુલી૦ ૩

હો પ્યારા દરશણ તીહારા આપજે રે, માહરા અષ્ટ કરમ
તું કાપજે રે;
હરકીશન રે–હો હાંરે, હરકીશન વીનતી ધરજે માહારા
રાજ. ભુલી૦ ૩

## ॥ શ્રી પાર્શ્વજિન સ્તવન ૨ ॥

હો નંદ કુંવર તીહારા નેણા રસીલા મન જાદુ ભરે,
મન જાદુ ભરે. એ રાગ.

હો પાર્શ્વ પ્રભુ તીહારે નેણાં રસીલે, મુને પ્યારા લાગે મુને
પ્યારા લાગે; નીલ વરણ તન નીરમલ શોહે, દેખો કએ
સે રહે. પ્યારે કએસે રહે.

### શાખી

બણારસી નગરીમેં જનમીઆ, પોસ વદ દશમ શુભ વાર;
ઓછવ મહોચ્છવ થઈ રહ્યો, તીહાં તો વરત્યો જયજયકાર.
શઇઆં મુને પ્યારે લાગે૦ મુને૦ હો૦ ૧

### શાખી

પીતા અશ્વસેન તાહરો, વંમા દેવી માય;
લંછન મણીધર શોભતું; ગુણ સેવક તીહારા ગાય.
સઈયાં મુંને પ્યારો લાગે મુને પ્યારા લાગે હો પા૦ ૨

### શાખી

કુમઠ હરાયો નાથજી, તારયા નાગ નાગન;
નવકાર મંત્ર દે દીઓ, પામ્યા ધરણેંદ્ર પદ આસન.
શઇઆં મુને પ્યારો લાગે, મુને૦ હો પાર્શ્વ૦ ૩

### શાખી

સંજમ લઈ કાઉસગ કીઓ, તબ રૂઠયો મેઘ રાજન;
ધરણેંદ્ર ઉઠા લીઓ, કહે દાસ હરકીશન;
શઇઆં મુને હો પ્યા૦ ૪

### ॥ શ્રી નેમનાથજીન સ્તવન. ૩ ॥

પાતળીઆ પ્રીત કરી કયાં જાવો, મનમોહન મંદીર આવો.।
એ રાગ.

પ્યારા નેમજી રે પ્રીત કરી કયાં જાવો, મન મોહન આંગણે આવો; વાલાજીરે તેરણે આવી ચઢ્યા, નહીં સંસારી સુખ માહેલ્યા; મેં તો પ્રીત તમારી જાણીરે, નેમ નુધરા થયા. છો દીલજાની પાતલીયારે, એમ ન કરીએ વટે, ઠીક રહીએ પોતાને ઠાઠે. મન મોહન આંગણે આવો, તમે પ્રીત કરી કયાં જાવો. પ્યારા નેમજીરે૦ ૧
બાલમજીરે આઠ તે ભવની પ્રીત, નહી જાદવ કુલની રીત;
નવમેં ભવ જાવો કયાં છાંડીરે, નેમ પ્રીત મેં તુમશું માંડીરે;

આદવનાં રે છઈઆ વેહેલા આવો, તોરણથી ન પાછા જા
વો. (મન) તમે પ્યારા નેમજીરે૦ ૨
વાહાલાજી રે પશુડાનો સુણી પોકાર; રથ ફેરયો તોરણથી
આ વાર; સંજમ લેવા થયા તૈયાર રે, મુને સાથે લ્યોને
આ વાર રે, રાજુલજી રે, આવું તમારી સાથ; સંજમ આ-
પો જગનાથ. મન૦ તમે પ્યારા નેમજીરે૦ ૩
સંજમ લેઈ કારજ સારયાં, પ્રાણી અનેક ઉગારયાં; બ્ર
હ્મચારી નેમ કેહેવાયારે, તીર્થંકર પદે સીધાવ્યા રે; હરકી
શનરે, કેહે છે વિનતી સાર; નેમ મુજને પાર ઉતાર. મન૦
તમે પ્યારા૦ ૪

## ॥ શ્રી ઋષભ દેવ જિન સ્તવન. ૪ ॥

મન પરદેશી રે કે રાજા મોરા મન પરદેશી રે. એ રાગ
મન મલવાને રે કે મારૂ મન પ્રભૂ મલવાને રે,
કર દયા પ્રભુ રે, કે સાંઈ મોરા કર દયા પ્રભુરે. મન
મલવાને રે.

### શાખી

તરણ તારણ સાહેબારે, નીરંજન નીરાકાર;
નાભી નરેસર નંદનો, મુને ભવથી પાર ઉતાર.
મેહેર કર પ્રભુજી રે, કે મુજ પર મેહેર કર પ્રભુ રે;
કર દયા–પ્રભુ રે કે સાંઇ મન૦ ૧

### શાખી

મરૂદેવા માતા તણા રે, લાડકવાયા લાલ;
સુખ અનંતો તું લહયો રે, સેવકને કંઈ આલ.
દીલ ખોલકે રે; પ્રભુજી મુંસે દીલ ખોલકે રે;

કર દયા કે—સાંઇ મન૦ ૨

શાખી

બાલપણે આપણ એકઠાં રે, કરતાં નવ નવા ખેલ;
મુજને છોડી પ્રભુ એકલો રે, કરે તું શીવપુર સેહેલ
બોલા લે જલદી રે, સાંઇ મુને બોલા લે જલદી રે;
કર દયા કે સાંઇ મન૦ ૩

શાખી.

નરક ત્રીજંચમાં એકઠાં રે, સહ્યા દુઃખ અનંત;
દેવ વીમાનમાં સુખ લહયારે; કહું છું તે પણ અનંત.
રહી ગયો હું રે, ભટકનો પ્રભુ રહી ગયો છઉં;
કર દયા કે—સાંઈ મન૦ ૪

શાખી.

ઓલંભડા સુણી માહારારે, પ્રભુ દ્વેશ ન કરશો લગાર;
હરકીશન કહે સાહેબા રે, મુને જલદી પાર ઉતાર.
લખચોરાશીનારે, પ્રભુ મોરા ફેરા અબ તું ટાળ.
કર દયા કે—સાંઇ મન મળવાનેરે૦ ૫

॥ શ્રી મહાવીર સ્વામીનું સ્તવન ॥ ૫ ॥

એરી ગુઇઆં લચક લચક ચલત મોહન આવે, એ રાગ.

ઈંદ્રાણી સબ ઊમંગ ઊમંગ જીન ગુણ ગાવે,
રૂમઝુંમ રૂમઝુંમ કરત કરતાં જન્મ મહોત્સવ આવે.
ઈંદ્રાણી. ૧
મ્રદંગ તાલ તનનનન ગોપ્પા ઘંટા બાજે;
તબ દેવ દેવી ઝટપટ ઝટ પ્રભુ ઘરે આવે. ઇંદ્રા૦ ૨
મેરૂ શીખરે ઓછવ મોહત્સવ કરી કરી નવડાવે;
હરકીશન કહે બહુ તમે જીવો ઈંદ્ર સુખ એમ કેવે. ૩

॥ અથ શ્રીનેમનાથ જિન સ્તવના ॥ ૬ ॥

મોહોલે પધારો માહારાજ મણીધર મોહોલે પધારો;

॥ એ રાગ ॥

વેહેલા પધારોને નાથ રે તમે વેહેલા પધારો,
રદઅ કાંપે છે આજ રે તમે વેહેલા પધારો;
રાજુલ જુવે છે વાટ રે તમે વેહેલા પધારો,
મુંકોને મનની આંટ રે, તમે વેહેલા પધારો;

સાખી

જાદવ કુલની રીતથી, આવ્યા તોરણ નેમ કુંમાર;
રાજુલ પ્રણુત્રા કારણે, ત્યાં પશુડાનો આવ્યો પોકાર રે. ત૦ ૧

સાખી

ઝટપટ રથ તો વાલીઓ, નહી પરણું હવે નાર;
સમજાવ્યા સમજે નહી, જીવ દયાના પાલણહાર રે૦ તમે ૨

સાખી.

રાજુલ કરગરી કરે વીનતી, સુણો સુણો પ્રાણાધાર;
એમ કરવું ઘટે નહી, નહી રીત એ જાદવ કુમાર રે. તમે૦ ૩

સાખી

આઠ ભવો પીઉ વહી ગયા જુગતે જોડે સાથ;
નવમે ભવ કયમ રીશ કરો, તમે સાંભલો પ્રાણનાથ રે. ત૦ ૪

સાખી

બ્રહ્મચારી નેમજી, લીઓ સંજમ તતકાળ;
રાજેમતી પ્રભુ હાથથી, આદરયો શંજમ શણગાર રે. ત૦ ૫

સાખી

ચોપન દીન તપસ્યા કરી, પ્રભુ પામ્યા કેવળ જ્ઞાન;
રાજેમતી શીવ સુખ લહે, કહેદાસહરકીશન જાણ રે. તમે૦ ૬

## ॥ અથ માહાવીર સ્વામીનું સ્તવન ॥ ૭ ॥

॥ મોહોલે પધારો માહારાજ રે એ રાગ ॥

માતા ત્રીસલા નંદ કુમાર, નમે નમો નીત્ય નીત્યે;
પાંમસો શીવ વીલાસ, ભજો ભજો એકજ ચીત્યે,
સુણો સુણો આતમરામ, કહું છું પ્રીતે પ્રીતે,
વીર માર્ગ છે ઉત્યમ ચીજ, અમુલ્ય રત્નની રીતે.

સાખી

સૌધર્મ ઈંદ્રે સભા માંહિ, કહ્યું નહી બળ વીર સમાન;
સઊ સુર હા હા કહી રહયા, મીથ્યાત એક કહે નહી એ
પ્રમાણરે. નમો નીત્ય નીત્યે ૧

સાખી

વીર પ્રભુ ક્રીડા ખેલતાં, ત્યાં આવ્યો તે સુર;
લઘુ બાલક રૂપ કરી, બીવડાવા લાગ્યો ભરપુર રે. ન૦ ૨

સાખી

વીર પ્રભુ મન શમજીયા, નહી બાલક પણ કોઇ સુર;
મુજબળ જોવા આવીયો, મારી મુષ્ટી કીયોચકચુરરે ન૦૩

સાખી

પાયે પડી દેવે કહ્યુ, નહી પ્રભુ કોઇ તુજ તુલ્ય;
કહે હરકાશન જૈનધર્મનું, નહી હોએ જગતમે મુલ્યરેન૦૪



## ॥ અથ શ્રી ચોવીશ તિર્થંકર ભગવાનનાં ચૈત્યવંદન તથા ચોવીસી સ્તવન લિખ્યતે ॥



### ॥ અથ શ્રી ઋષભ દેવ સ્વામીનું ચૈત્યવંદન ॥

॥ પ્રથમ જિન યુગાદિ દેવ, કંચન મય કાયા ॥
વૃષભ લંચ્છન વનીતા વસે, મરૂદેવી માયા ॥ ૧
નાભી નરેસર નંદનો, ધનુષ્ય પાંચસેં કાયા ॥
ચોરાસી લક્ષ પૂર્વ તણું, જિન ભોગવી આયા ॥ ૨
ચોરાસી ગણધર થાપી એ, પામ્યા પદ નિરવાણ ॥
પંચાસ લક્ષ કોડિ સાગર તણું, જિન કહે અંતર માન ॥ ૩

### ॥ અથ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન ॥

વૃંદાવનમેં કાન કુંવર જી, રાધાને મન ભાવી રે ॥એ દેશી॥
આદી જિનેશર વિનતી હમારી, સાંભલ મોરા સ્વામીરે ॥
મરૂદેવીના નંદન વાલા, અરજ કરૂં સીરનામી રે. આ૦॥ ૧
નાભી રાયા કુલ હંસલો રે, નગરી વિનતાનો રાજા રે ॥
વંશ ઈક્ષાંગે શોભતો રે, શેવે સુર નર ઝાઝારે ॥આ૦॥ ૨
મુરતી રૂપ અનોપમ દેખી, ભગતી બાંધ્યા પ્રેમરે ॥
આસંગા પ્રભૂજી શું માંડયા, જલધર ચાતક જેમરે ॥આ૦॥ ૩
પ્રભુજીથી અલગા નવિ રહીશું, વંછીત માંગી લઈશું રે ॥
જન્મ મરણ ભય દૂર નિવારી, શિવ સુખ તાલી દઈશુ રે ॥ આ૦ ॥ ૪
પ્રભુજી વિના કોણ લાડ લડાવે, ભવના તાપ સમાવેરે ॥
સહેજે સુંદર ગુણ પ્રભુજીના, નિત્યલાભ પંડિત ગાવેરે ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ સ્તવનં ॥

॥ અથ શ્રી અજિત નાથ સ્વામીનું ચૈત્યવંદન ॥

॥ બીજા અજિત અયોધ્યા ઠામ, ગજ લંચ્છન જાણું ॥
માતા વીજીઆ તાત જસ, જીતશત્રુ વખાણું ॥ ૧
ધનુષ્ય સાઢાચારસેં, સોવન મય તનુ વાન ॥
બિહુતર લક્ષ પૂરવ તણું, જીવીત જાસ પ્રધાન ॥ ૨
પંચાણું ગણધર જેહને, પ્રણમું બે કર જોડ ॥
જિન કહે બીજું અંતરૂ, ત્રીસ લક્ષ સાગર કોડ ॥૩॥ઇતિ॥

॥ અથ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન. ॥

॥અજિત જિનેશર સેવીએ ॥ સઇ મોરીરે ॥
ગીરૂઆ ગરીબ નિવાજ, ગાઉ ગુણ ગરબીરે ॥
ત્રુઠયા સમકીત આપશે ॥ સ૦ ॥ દેશે મુગતીનું રાજ ॥
ગાઉ ગુણ ગોરીરે. ॥ ૧ ॥
સરખા સરખી સાહેલડી॥સ૦॥લીધાં નિરમલ નીર॥ગા૦॥
કેસર ભરી કંચોલડી॥સ૦॥ પહિરી નવરંગ ચીર. ગા૦ ૨
પુજા કરે જિનજી તણી॥સ૦॥ મનમાં હરખિત થાય ॥ગા૦॥
ભગતી શું ભગવંતની॥સ૦॥ લલી લલી પ્રણમે પાય ગા૦૩
સુરતી અતી રળીઆમણી ॥સ૦॥ રૂપે ન લહુ પાર॥ગા૦॥
પ્રેમ ધરીને સાહેબા॥સ૦॥ અમને પાર ઉતાર ॥ગા૦॥ ૪
ગિરૂઆ સેહેજે ગુણ કરો॥સ૦॥દેજયો લીલ વિલાસ॥ગા૦॥
નિત્યલાભ પંડિત વીનવે ॥ સ૦ ॥ પુરજયો મનડાની
આશ ॥ ગા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ શ્રી સંભવનાથ જિન ચૈત્યવંદન ॥

॥ ત્રીજા સંભવ જિણંદ દેવ, સેના જસ માત ॥
સાવત્થી નગરી ધણી, જીતારી તાત. ॥ ૧ ॥
ચારસેં ધનુષ્ય દેહમાન, તુરંગમ લંચ્છન ॥

સોવન વાન સોહામણો, જન મન રંજન ॥ ૨ ॥
સાઠ લક્ષ પુરવ આઉખું, એકસો બે ગણધાર ॥
દસલક્ષકોડી સાગરતણું, જિનકહે અંતર સાર ॥૩॥ ઈતિ॥

## ॥ અથ શ્રી સંભવનાથ જિન સ્તવન. ॥

॥ ગોકુળીયું રળીઆમણું રે ॥ એ દેશી ॥
સંભવનાથ સોહામણારે, ત્રિભુવન નાયક દેવ ॥
ભવિઅણ સેવજ્યો, ઇંદ્ર સરીખા જેહનીરે ॥
સેવ કરે નિત્ય મેવ. ॥ ભ૦ ॥ ૧ ॥
મુરતી સુંદીર શોભતીરે, માને મોટા ભૂપ ॥ ભ૦ ॥
નયણ કમલદલ પાંખડીરે, મોહનગારો રૂપ ॥ ભ૦ ॥ ૨॥
મીઠી વાણી જેહનીરે, બેઠા દીયે ઉપદેશ ॥ ભ૦ ॥
સાંભળતાં સુખ ઉપજેરે, ન રહે દુઃખ લવલેશ ॥ ભ૦ ॥૩॥
જિન દરિશનનો લાલચોરે, મુજ મન વિશ્વાવીશ ॥ભ૦ ॥
વંધ્યાચલ જેમ હાથીયો રે, સંભાલે નિશ દીશ ॥ભ૦॥૪॥
મહિર નજર ધરી પ્રેમશું રે, દેજ્યો અવિચલવાસ ॥ભ૦॥
નિત્યલાભ પંડિત વીનવેરે, સફલ કરો અરદાસ॥ભ૦॥૫॥

## ॥ અથ શ્રી અભિનંદન જિન ચૈત્યવંદન ॥

॥ અભિનંદન સુરનર નમે, સોવન સમ દેહ ॥
વિનિતા નગરીનો ધણી, કપી લંછન જેહ ॥ ૧ ॥
સિધારથ રાણી જનમીયો, રાય સંવરનો નંદ ॥
મનુષ્ય અઉઠસી દેહ માન, મુખ પૂનિમ ચંદ ॥ ૨ ॥
નવ લક્ષ કોડિ સાગર આંતરૂ એ, ગણહર એકસો સોલ ॥
પંચાસ લક્ષ પુરવ આઉખું, જિન નમતાં રંગ રોલ. ॥૩॥



## ॥ અથ અભિનંદન જિન સ્તવન. ॥

॥ અંબા બીરાજે છે ॥ એ દેશી ॥

અભિનંદન જીન રાજીઆ, ગુણ રાજે છે ॥
મારા પ્રભુની ત્રિજગ માંહિ ॥ ઠકુરાઈ છાજે છે ॥
દેવ ઘણા મેલી એકઠા ॥ગુ૦॥ જિનને સેવે અધિક ઉછાહિ॥૧॥
સમવસરણ દેવે રચ્યું ॥ ગુ૦॥ તિહાં બેઠા શ્રી ભગવાન ॥ઠ૦॥
બેઠી બારહ પરખદા ॥ ગુ૦ ॥ દીએ દેસના જોજન માન.
॥ ઠ૦ ॥ ૨ ॥
ક્રોધ માન માયા તજો ॥ગુ૦॥ તમે વરજો વીકથા ચાર॥ઠ૦॥
નિંદા મ કરજો પારકી ॥ગુ૦॥ વલી પરિહરજયો પરમાદ.
॥ ઠ૦ ॥ ૩ ॥
શીયલ ભલી પરેં પાલજ્યો ॥ ગુ૦ ॥
વલી દેજયો અઢલકદાન ॥ ઠ૦ ॥
મુગતી તણાં સુખ પામશો ॥ ગુ૦॥ તુમે લેશો દેવ વિમાન.
॥ ઠ૦ ॥ ૪ ॥
જીવ દયા દીલમાં ધરો ॥ ગુ૦ ॥
જેથી લહીએ સુંદીર રૂપ ॥ ઠ૦ ॥
ભગતી કરો ભગવંતની ॥ગુ૦॥ જેમ તરીએ ભવજલ કુપ.
॥ ઠ૦ ॥ ૫ ॥
માનવ ભવ સફલો થયો ॥ ગુ૦ ॥
મેં કીધો પ્રભુશું પ્રેમ ॥ ઠ૦ ॥
નિત્યલાભ પંડિત વિનવે ॥ ગુ૦ ॥ હું પામ્યો શિવ સુખ
એમ ॥ ઠ૦ ॥ ૬ ॥ ઈતિ ॥

## ॥ અથ સુમતિનાથ જિન ચૈત્યવંદન ॥

॥ સુમતી જિનેશ્વર પાંચમો, સાહિબ એ સાચો ॥

મેઘરથ સુમંગલા નંદ, દેખી ભવિ રાચો. ॥ ૧ ॥
ધનુષ્ય ત્રણસેં દેહ માન, વાન સોવન લહીયે ॥
ચાલીસ લક્ષ પુરવ આય, ક્રૌચ લંચ્છન કહીયે ॥ ૨ ॥
નેવુ સહસ કોડિ સાગર તણું એ, અંતર ગણહર સત એક ॥
કૌસલ્યા નગરીનો રાજીયો, જિન પ્રણમે ધરી ટેક ॥ ૩ ॥

## ॥ અથ શ્રી સુમતી જિન સ્તવન ॥

॥ મુજને હરી વાલા ॥ એ દેશી ॥

સંગ સુમતીની કીજીએ રે, વાધે જગ જસ વાસ રે ॥
ઓલગ કરતાં એહની રે, સફલ ફલે સહુ આસ ॥
જિનના ગુણ રૂડા, ગુણ રૂડારે સુગુણ પ્રધાન ॥ જિન૦ ॥
મુને વહાલા અમીય સમાન ॥ જિન૦ ॥ ૧ ॥
નંદન સુમંગલા માતનો રે, વદન પુનમનો ચંદરે ॥
ત્રણ ભુવનમાં કિર્ત્તિ જેહની, ગાવે ચોસઠ ઈંદ્ર ॥ જિ૦ ॥૨॥
રૂપ અનુપમ મુરતી નિરખો, ભક્તિ કરૂં મન રંગ રે ॥
પૂરવ પુન્ય પસાઉલે રે, મેં લાધ્યો પ્રભૂનો સંગ ॥જિ૦॥૩॥
મહેર કરી મહારાજજી રે, વિનતડી અવધાર રે ॥
સેવક જાણી આપણો રે, ભવ જલ પાર ઉતાર ॥જિ૦॥૪॥
પ્રભાતે ઊઠી કરીને, પ્રેમે પ્રણમું પાયા રે ॥
નિત્ય લાભ પંડિત વીનવે રે, પ્રભુશું લાગી માયા ॥જિ૦॥૫॥

## ॥ અથ પદ્મપ્રભ જિન ચૈત્યવંદન ॥

॥ શ્રી પદ્મપ્રભ પૂજીયેં, રકતપદ્મ સમ દેહ ॥
કોસંબી નગરી ધણી, અઢીસેં ધનુષ્યની દેહ ॥ ૧ ॥
ધર રાય સુસીમા જનમીયો, ત્રીસ લક્ષ પૂરવ આય ॥
નવ સહસ્સ કોડિ સાગર તણું, અંતર કહે જિન રાય ॥૨॥
પદ્મ લંચ્છન સોહે સદા, ગણહર એકસો સાત ॥

જિન વિજય પ્રભૂ સેવતાં, નાસે સયલ મિથ્યાત ॥૩॥ઇતિ॥

॥ અથ શ્રી પદ્મપ્રભ જિન સ્તવન ॥

॥ હું તો ને ગોરી ઉતાવલી, નંદ લાલ રે ॥ એ દેશી ॥

પદ્મપ્રભુ શું ઓલગડી ॥ સુખ દાયે રે ॥
કરશું આણી નેહ કે ॥ મન હીત થાયે રે ॥
રૂપ અનંત ગુણ સાયરૂ ॥ સુ૦ ॥
રક્તવરણ પ્રભુ દેહ કે ॥ મ૦ ॥ ૧
વાણી પ્રભૂની સાંભલી ॥ સુ૦ ॥
હિયડું શીતલ થાય કે ॥ મ૦ ॥
પર દરિસણના બોલડા ॥ સુ૦ ॥
કહોને કેમ સોહાય કે ॥ મ૦ ॥ ૨
કાચ કથીરને કોણ ગ્રહે ॥ સુ૦ ॥
જેણે કીધા મોતી વ્હેપાર કે ॥ ગુ૦ ॥
ખોલ ખાવા મન કુણ કરે ॥ સુ૦ ॥
જે પામ્યા અમૃત સાર કે ॥ મ૦ ॥ ૩
જિનવર કેરી ચાકરી ॥ સુ૦ ॥
કરતાં જયજયકાર કે ॥ મ૦ ॥
અવિચલ સ્થાનક આપજ્યો ॥ સુ૦ ॥
એમ કહું છું વારોવાર કે ॥ મ૦ ॥ ૪ ॥
પ્રેમ નજર મુજ ઉપરે ॥ સુ૦ ॥
તમે ધરજ્યો ગરીબ નીવાજ કે ॥ મ૦ ॥
નિત્યલાભ કહે પ્રભૂ માહારા ॥ સુ૦ ॥
તુમે ભકત વત્સલ મહારાજ કે ॥ મ૦ ॥ ૫ ॥ ઈતિ ॥

॥ અથ શ્રી સુપાસ જિન ચૈત્યવંદન ॥

સુપાસ જિનવર સાતમો, કાયા કનક સમાણી ॥

પદ્મ નરેશર પ્રથિવ નંદ, પૂજી લહો શિવ રાણી ॥ ૧ ॥
પંચાણું ગણધર સુંદરૂ, સ્વસ્તિક લંચ્છન ઈસ ॥
બસેં ધનુષ્ય દેહ જીવીત, લાખ પૂરવ વીસ ॥ ૨ ॥
નવસેં કોડિ સાગર આંતરૂ એ, વાણારસીપૂર રાય ॥
જિનવિજય પ્રભૂ નામથી, પાતિક દૂર પલાય ॥ ૩ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રી સુપાસ જિન સ્તવન ॥

॥ રાતડીઆં રમીને કિહાંથી આવીયા રે ॥ એ દેશી ॥

મુજ મન ભમરો પ્રભૂ ગુણ ફુલડેરે, રમણ કરે દીન રાતરે;
સુણજ્યો સ્વામિ સુપાસ સોહામણારે, કર જોડી કહુ વાત રે ॥ ૧ ॥
મનડું તે ચાહે પ્રભુ મલવા ભણી રે, પણ દીસે છે અંતરાય રે ॥ જીવ પ્રમાદિ કર્મ તણે વશે રે, તો કેમ મિલવું થાય રે ॥ મ૦ ॥ ૨ ॥
લાખ ચોરાસી જીવાયોનીમાં રે, ભવ અટવી ગતી ચ્યાર રે ॥ કાલ અનાદિ અનંત ભમતાં થકાં રે, કિમહી ન આવે પાર રે ॥ મ૦ ॥ ૩ ॥
માર્ગ બતાવો સાહિબ માહરા રે; જેમ આવું તુમ પાયરે।
લાજ વધારો સેવક જાણીને રે, ઘો દરીસન જિનરાય રે ॥ મ૦ ॥ ૪ ॥
મૂરતી તાહારી રૂપે રૂઅડી રે, અનુભવ પદ દાતાર રે ॥
નિત્યલાભ પ્રભુશું પ્રેમે વીનવે રે, તુમથી લહુ સુખ અપાર રે ॥ મ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીચંદ્ર પ્રભ જિન ચૈત્યવંદન ॥

॥ ચંદ્ર પ્રભુ જિન આઠમા, ચંદ્રજ સમ દેહ ॥
ચંદ્ર લંચ્છન ચંદ્રાનના, પુરી અધિપતિ જેહ ॥ ૧ ॥

મહસેન સુલક્ષ્મણા; જાત ત્રાણું ગણધાર ॥
દોઢસો ધનુષ માનદેહ, બોધ બીજ દાતાર ॥ ૨ ॥
પુરવ દસ લાખ જીવીત આંતરૂ એ, સાગરોપમ નેવુ ક્રોડ।
જિનવિજય કહે ધ્યાવતાં, લહીયે મનના કોડ ॥ ૩ ॥

॥ અથ શ્રીચંદ્રપ્રભ જિન સ્તવન ॥

॥ ગુજર દેશથી વ્યાપારી, ગુજરી આવી અમારે દેશ ॥
વારી વારી લોરે મા, માહારી ગુજરી. એદેશી
ચંદ્ર પ્રભુજીને વીનવુ, તાહારી ચાકરીએ મન મોહે ॥
વારી જાવું લોરે માહારા જીનજી ॥ મુરતી મોહન વેલડી
તાહરૂં રૂપ અનોપમ સોહે ॥ વા૦ ॥ ૧ ॥
મહીઅલમાં જોતાં થકાં, મેં દીઠા દેવ અનેક ॥ વા૦ ॥
મુગતી તણાં સુખ આપવા, પ્રભુ તુમ સમ નાવે એક
॥ વા૦ ॥ ૨ ॥
પ્રભુ સમરથ જાણીને ઓલગે, પ્રભુ લાલચીઆ સો વાર ॥
વા૦ ॥ પ્રભુ પ્રેમ થયો તુમ ભગતી શું, પ્રભુ કરજ્યો સેવ
કની સાર ॥ વા૦ ॥ ૩ ॥
પ્રભુ જ્ઞાન દશા પરગટ થઈ, મુને મલીઓ પ્રભુનો સાથ
॥ વા૦ ॥ પ્રભુ સુખ સંપત્તિ આવી મલી, મુને ત્રુઠયા શ્રી
જગનાથ ॥ વા૦ ॥ ૪ ॥
પ્રભુ વલી વલી માંગુ એટલું, મુને દેજ્યો સમકીત ખાસ ॥
વા૦ ॥ નિત્ય લાભ પંડિત જિન તણા, ગુણ ગાએ અધિ
ક ઉલ્લાસ ॥ વા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ શ્રી સુવિધિ નાથ જિન ચૈત્યવંદન ॥

॥ સુવિધી સુવિધી જીનેશરૂ, પૂજો મન આણી ॥

સુગ્રીવ રામા સુહામણો, વાણી અમીય સમાણી ॥ ૧ ॥
એકસો ધનુષ દેહ સુંદર, બેલાખ પૂરવ આય ॥
કાકંદી પુરવર ધણી, સ્વેત કમલ સમ કાય ॥ ૨ ॥
નવ કોડ સાગર આંતરૂ એ, અઠયાસી ગણધાર ॥
મગર લંચ્છન મનમોહન, જિનવિજય સુખકાર ॥ ૩ ॥

॥ અથ શ્રી સુવિધીનાથ જિન સ્તવન ॥

॥ હવે ન જાઉં મહિ વેચવારે લોલ ॥ એ દેશી ॥
મુરતી સુવિધી જીણંદનીરે લોલ, મહિમાવંત પ્રધાન ॥
માહારા વ્હાલાજી હો, તમને અમારી વંદનારે લોલ. ॥
નયન પાવન થયાં દેખતાંરે લોલ, ગુણ અનંત ભગવંત ॥
માહા૦ તમ૦ ૧
રામા રાણીના નંદના રે લોલ, સાંભલ દીનાનાથ ॥ મા૦
પ્રેમધરી સેવા કરૂં રે લોલ, હવે ન છોડું સાથ ॥ મા૦ ત૦ ॥ ૨
સોના રૂપાના ફુલનીરે લોલ, આંગી બનાવું સાર ॥ મા૦
નાચ કરૂ પ્રભુ આગલે રે લોલ, માદલ ને ધોકાર
મા૦ ॥ ત૦ ॥ ૩
અમને શિવ સુખ આપજ્યો રે લોલ, શું કહું વારો વાર ॥ મા૦
આતમ અનુભવ ધ્યાનથી રે લોલ, લહીએ વંછીત સાર ॥
મા૦ ॥ તા૦ ॥ ૪
મનના મનોરથ માહરારે લોલ, સફલ થયા સહુ આજ ॥ મા૦
નિત્યલાભ પ્રભુ પદ સેવતાં રે લોલ, શિધ્યાં તે સઘલાં
કાજ ॥ મા૦ ॥ તા૦ ૫ ઇતિ ॥

॥ અથ શ્રી શીતલ જિન ચૈત્યવંદન ॥

શીતલ જિનેશર સેવતાં, હોએ શીતલ કાય ॥
દૃઢરથ નંદા નંદનો, ભદ્દીલપૂરનો રાય ॥ ૧

નેવુ ધનુષની દેહ સોવન, શ્રી વચ્છ લંછન પાય ॥
એકાસી ગણ મંડણ, એક લાખ પૂરવ આય ॥ ૨
એકસો સાગર લાખ સાઠ એ, છવીશ સહેસ વરશે ન્યુન;
એક કોડિસાગર આંતરૂ, જિન પૂજો ધરી મૌન ॥ ૩ ॥ ઈતિ

॥ અથશ્રી શીતલ જિન સ્તવન ॥

॥ સંસારી પ્રાણી રામ ભજો કોઇ જાણી ॥ એ દેશી ॥

શીતલ જિનની સેવા કીજે, લીજે સંપત્તી સારી રે ॥
દ્રવ્ય ભાવ જિન પુજા કરતાં, નાસે દૂર ગતી વારી રે ॥
સંસારી પ્રાણી દેવ પૂજો હીત જાણી ॥ ૧ ॥
જ્ઞાન અંનંતુ રૂપ અનંતુ, શકિત અનંતી કહીયે રે ॥
લોકાલોક તણા પરકાશી, તેની આણા વહિયે રે ॥ સં૦ ૨
ભકિત પ્રભુની હયડે ધરતાં, ભવ ભવ પાતિક હરીએ રે ।
એહવો નિશ્ચે અમારા મનમાં, પ્રભુ તારે તો તરીએ રે
॥ સં૦ ॥ ૩ ॥
કર જોડી મદ મત્સર મુકી, પ્રભુજીને શીર નામું રે ॥
અનુભવ પદની લાલચ અમને, તે જિનવરથી પામું રે
॥ સં૦ ॥ ૪ ॥
સેવક ઊપર કરૂણા કરજ્યો, વિનતડી ચિત્ત ધારી રે ॥
કહે નિત્યલાભ પ્રભૂને પ્રણુમી, દેજયો સેવ તુમારી રે ॥
॥ સં૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ શ્રી શ્રેઆંસ જિન ચૈત્ય વંદન ॥

શ્રી શ્રેઆંસ જિન વંદીયે, જસ નહીં ક્રોધ લગાર ॥
વિશ્નુ નરેશર વિશ્નુમાએ, ખડગી લંછન સાર ॥ ૧ ॥
એંસી ધનુષ દેહ આય; વરસ ચોરાસી લાખ ॥
છોત્તેર ગણધર છાજતા, બોલે મધુરી ભાખ ॥ ૨ ॥

ચોપન સાગર આંતરૂ એ, શિંહ પુરી અવતાર ॥
હેમ વર્ણ હરખેં કરી, જિનને પાર ઊતાર ॥ ૩ ॥ ઈતિ ॥

॥ અથ શ્રી શ્રેઆંસ જિન સ્તવન ॥

॥ તુ કિહાં ગઇતી રાતે રમવા રજની રે ॥ એ દેશી ॥
શ્રેઆંસ જિનેશ્વર દેવ નયણે નિરખ્યારે,
મુજ પાતીક નાઠાં હેવ મનમાં હરખ્યા રે ॥
મેં કીધો પ્રભૂનો સંગ રૂપ નિહાલી રે,
હું તો રાખું જિન શું રંગ સમકીત અજુઆલી રે ॥ ૧
પ્રભુજી છે આતમ રામ ભવ દુઃખ ટાલે રે;
મુજ પૂરે વંછિત કામ શિવ સુખ આલે રે ॥
જેને સેવે ચોસઠ ઇંદ્ર બે કર જોડી રે,
મન પામે પરમાનંદ કર્મને તોડી રે ॥ ૨
પ્રભુની મહેર થકી મુજ આજ ભય સર્વ નાઠા રે,
મુજ દૂર ગયાં દુઃખ આજ કર્મ જે માઠાં રે ॥
નહી કોઈ દુનીઆમાંહી દેવજ એહવો રે,
નિત્યલાભ કહે ઊત્સાહ ભવિઅણ સેવો રે ॥ ૩ ॥ ઈતિ ॥

॥ અથ શ્રી વાસુપુજ જિન ચૈત્યવંદન ॥

વાસુપૂજ્ય વાસવ નમે, શીતેર ધનુષનું માન ॥
વીદ્રુમ રંગ તનુ મહિષ અંક, ચંપાપુરી રાજાન ॥ ૧
ત્રીસ સાગરોપમ આંતરૂ, જયા રાણી જસ માત ॥
વસુપુજય સુત સુંદરૂ, સેવે સુર નર પાય ॥ ૨
છાસઠ ગણધર આઊખું એ, વરષ બહોતેર લાખ ॥
જિનવરની સુણો દેસના, મીઠી સાકર દ્રાખ ॥ ૩ ॥ ઈતિ

॥ અથ શ્રી વાસુપુજ જિન સ્તવન ॥

નહીં જાણ રે જમુનાં નીર, ઈણી ઇણી વાટડીએ. એદેશી.

શ્રી વાસુપુજ્ય જિન રાજ, મનના મોહનીયા ॥
પ્રભુ અમને ખુબ નિવાજ, જગના જીવનીયા ॥
પ્રભુ ચંપા નયરીના રાય, મુજ મનમાં વસીયા ॥
તોરા સેવે સુરનર પાય, મુખડું જોઈ હસીયા ॥ ૧
મીઠી મુરતી અતિ સુખકાર, નામે રંગ રલીઆ ॥
પ્રભુ જિવણ પ્રાણ આધાર, મનોરથ સવી ફલીઆ ॥
પ્રભુ જયાદેવીના નંદ, પુરણ ગુણ ભરીયા ॥
જે સેવે પદ અરવિંદ, તે ભવ જલ તરીયા ॥ ૨
તમે કુંવર પણે મહારાજ, સંજમ શ્રી વરીયા ॥
તમે તારણ તરણ જહાજ, અવિચલ પદ ધરીયા ॥
તુમ રૂપ દેખી શીર તાજ, પાતિક સહુ ખરીયાં ॥
તુમે પાવન કીધા આજ, મહારા સવી પરીયા ॥ ૩
તુમે ભકિત વત્સલ ભગવાન, કરૂણા રસ ભરીયા ॥
મુજ દેજયો અવિચલ સ્થાન, સેવે સુખ કરીયા ॥
મુજ આજ ભલે સુવિહાણ, મુજ નયણાં ઠરીયા ॥
નિત્યલાભ કહે પરમાણ, પ્રભુથી જય વરીયા ॥ ૪ ॥ ઈતિ

॥ અથ શ્રી વીમલનાથ જિન ચૈત્યવંદન ॥

વિમલ જિનેશર તેરમો, તે રમો મુજ મન માંહ ॥
સુઅર લંછન નંદનો, સત્તાવન ગણધાર ॥ ૧
સાઠ લાખ વર્ષ આવખુંએ, સાઠ ધનુષ શરીર ॥
નવ સાગરોપમ આંતરૂ, મેરૂ પરે જિન ધીર ॥ ૨

॥ અથ શ્રી વીમલ જિન સ્તવન ॥

॥ સાંભલજે સજની ॥ એ દેશી ॥

વીમલ જિનેશર સાહિબા, અરજ સુણો એક મોરીજી॥ સુખ
સંપત્તિ આવી મલી, કરતાં સેવા તોરીજી॥ સાંભલ વીનતી॥

કરમ તણો બલ ચ્યારે ગતીમાં, ભમ્યો અનંતી વારજી;
એ સંસાર અસારમેં, પ્રભુ તુમ વિણ કુણ આધારજી. સા૦ ૨
ભાગ્ય અમારૂં જાગીયું, પ્રભુને પાલવ વલગ્યાંજી;
મુખે દેખી પ્રભુજી તણું, પાતિક કીધાં અલગાંજી. સા૦ ૩
બાહિર ઘટમાં પંથ ઘણા છે, તે મુજ દીલમાં નાવેજી;
સાચો મારગ તું પ્રભૂજી, અમને તુરત બતાવેજી. સા૦ ૪
તેજ સ્વરૂપી તું નિકલંકી, અવિચલ લીલ વીલાસીજી;
નિત્યલાભ પ્રભુ પ્રેમે ધ્યાતાં, કુમતી ગઈ સહુ નાશીજી. સા૦ ૫

## ॥ અથ શ્રી અનંત જિન ચૈત્યવંદન ॥

અનંત જિનવર ચૌદમા, દમે ઈંદ્રિય જેહ;
પચ્ચાસ ધનુષ સોવન મય, સીચાણાકીત દેહ. ૧
સીંહસેન સુજસા જાત, અયોધ્ધા ઈશ;
ત્રીસ લક્ષ વરસ આય, પંચાસ ગણ ઈશ. ૨
ચાર સોગરોપમ આંતરૂએ, ગુણ ન લાભે અંત;
જિન વિજય પ્રભુ નામથી, મોડે મોહ મહંત. ૩

## ॥ અથ શ્રી અનંત જિન સ્તવન ॥

॥ મોંને અંબા વહાલી જો ॥ એ દેશી ॥

શ્રી અનંત જિનેશ્વર સોહતાજો, ભવિયણના મન મોહતાજો;
અકલ અરૂપી અનંતા જો, જ્ઞાન ગુણે જયવંતા જો. ૧
ચોસઠ ઈંદ્ર સેવા કરે જો, સમકીતની શુધ્ધતા ધરે જો,
નયણે અમીરસ સાંચરે જો, દુઃખ દોહગ દૂરે હરે જો. ૨
એહવા જિનવર મલીયા જો, દહાડા અમારા વલીયા જો;
મનવંછીત સહુ ફલીયા જો દોખી દુસ્મન ટલીયા જો. ૩
સુજસા નંદ વાલહા જો, જીવદયા પ્રતિપાલાજો;
પ્રભુનાં વયણ રસાલાંજો, સેવ કરો સુખાલાજો. ૪

હું છું પ્રભુનો રાગીજો, ભાગ્ય દશા મુજ જાગી જો;
વીનતી કરૂ પાયે લાગીજો, શીવ સુખ લેશું માગીજો. ૫
નિત્યલાભ કહે, શીરનામીજો, અમમાં શી છે ખામીજો;
ઢીલ ન કરીયે સ્વામી જો, દીજે અવિચલ ધામી જો. ૫

## ॥ અથ શ્રી ધર્મનાથ જિન ચૈત્યવંદન ॥

ધર્મનાથ ભાવે નમો, રત્નપુર અવતાર;
પીસ્તાલીશ ધનુષ દેહમાન, ત્રેતાલીસ ગણધાર. ૧
ભાનુ રાય સુવ્રતા નંદ, આયુ વરસ દસ લાખ;
વજ્ર લંછન સોવન તનું, સરણે મુજ રાખ. ૨
ત્રણ સાગરોપમ આંતરૂ એ, પુણઈપલ્ય ન્યુન;
માંગો રિદ્ધિ જિનવર તણી, પાચો પુરવ પુન્ય. ૩

## ॥ અથ શ્રી ધર્મ નાથ જિન સ્તવન ॥

॥ પ્રણમું ગીરજારે નંદન ॥ એ દેશી ॥

ધર્મ જિનેશર સ્વામીજી, વ્હાલોજી જીવન પ્રાણ;
હરખ ઘણો મનમાં ધરી, થુણશું ગુણમણી ખાણ. ૧
પ્રભુજી સાહિબ જગતના, રહિત અઢારહ દોષ;
દુષણ કોઇ ન દેખીયેં, નહીં વલગ્યા રાગને રોશ. ૨
ગુણ એકત્રીસ સોહામણ, સિધ્ધ સ્વરૂપી જાણ.
ચોત્રીસ અતિસયના ધણી, પાત્રીસ ગુણ વલી વાણ. ૩
દુરગતિ પડતાં પ્રાણીયાં, શરણાગત સાધાર;
ભાવ ધરી જે પુજશે, તે તરશે ભવ પાર ૪
હું છું સેવક તાહરો, મહિર નજર પ્રભુ રાખ;
નિત્યલાભ કહે કર જોડીને, મુજને શરણે રાખ. ૫

## ॥ અથ શ્રી શાંતિનાથ જિન ચૈત્યવંદન ॥

શાંતિ જિનેશર સોલમાં, ચાલીસ ધનુષ દેહ;

વિશ્વસેન અચીરા નંદ, સાહિબ ગુણ ગેહ. ૧
લાખ વરસ પ્રભુ આઉખુ, ગજપુરનો ઇશ;
અર્ધ પલ્યોપમ આંતરૂ, ગણધર છત્રીસ. ૨
કુંદન મય મૃગ લંચ્છન એ, પંચમ ચક્રી જેહ;
રોગ સોગ ભય ઉપસમે, જિન ભજતાં ધરો નેહ. ૩

॥ અથ શ્રી શાંતિનાથજિન સ્તવન ॥

। વીણ મ વાઈશ રે હો વીડલીઆ દાણી ॥ એ દેશી ॥
મીઠી લાગેરે પ્રભુજી તાહારી વાણી, શાંતી કરણ શ્રી શાંતિ જિનેશ્વર; નામ અવલ ગુણ ખાણી. મી૦
વિશ્વસેન કુલ મંડણ પ્રભુજી, માતા અચીરા રાણી. મી૦ ૧
ગરભ થકી જેણે ગજપુર નયરે, મહિરાંધણી મન આણી; મ૦
મારી નીવારી કરૂણા કીધી, ભવિક જીવ હિત જાણી. મ૦ ૨
સજલ સરોવર મુકી ચાતક, ચાહે જલધર પાણી; મી૦
તિમ મનમહારે પ્રભુજી સાથે. ભગતી પ્રીત બંધાણી. મી૦ ૩
દીપક તેલ મિલ્યો જેમ વાંટો, જેમ સાકર દુધ સમાણી; મી૦
હિયડાથી પ્રભુને ન વીસારૂં, સાચો નેહ નીસાણી. મી૦ ૪
તીન છત્ર તુજ શીરપર ગાજે, તું પ્રભુ કેવલ નાણી; મ૦
નિત્ય લાભ કહે પ્રભુશિવ પદ દીજે, સેવક મુજ પીછાણી; મી. ૫

॥ અથ શ્રી કુંથુનાથ જિન ચૈત્યવંદન ॥

સત્તરમા કુંથુ જીણંદને, સેવો મન રંગે;
પાંત્રીસ ધનુષ સોવન રંગ, છાગ લંછન અંગે. ૧
હત્થીણા ઊર સુર નરપતી, શ્રી રાણી નંદ;
પા પલ્યોપમ આંતરૂ, કોડિ શહસ વરશે ન્યુન. ૨
પંચાણું સહસ વરશ આઉખુંએ, ગણધર પાંત્રીસ;
જિન વિજય કહે દીજીયે, સાસય સુખ જગદીસ. ૩

॥ અથ શ્રી કુંથુનાથ જિન સ્તવન ॥

॥ મુખને મરકલડે ॥ એ દેશી ॥

કુંથુનાથ તણી બલી હારી જી, જાઉં જિન ભાંમણે;
એમ બોલે અમરની નારીજી; જા૦ જિન પુજવા ચાલો
જઇયે જી, જા૦ જેમ આપણે પાવન થઇયે જી. જા૦ ૧
પ્રભુમુરતીમોહનગારીજીજા૦ભવિઅણુનેબહુહિતકારીજી.જા.
રૂપેમોહ્યાસુરનરભૂપજી,જા૦પ્રભુજીનીજયોતીઅનુપજી.જા૦
પ્રભુ સમોવસરણમાં મોહેજી, જા૦ બાર ગુણે અશોક વૃક્ષ
સોહેજી. જા૦
ફુલ વૃષ્ટી ઢીંચણ સમ છાજેજી, જા૦ વાણી મધુર ધ્વની
ગાજે જી. જા૦ ૩
સુરચાંમરવીંજેજેપેજી,જા૦મણીમયસિંહાસનઓપેજી;જા૦
ભામંડલ તેજ રાજેજી;જા૦દેવ દુંદુભીગગને વાજેજી. જા૦
શીર છત્ર અનોપમ જાણુંજી, જા૦ ગુણ પ્રભુના અનંત
વખાણું જી. જા૦
નિત્યલાભ એણીપરેં બોલે જી, જા૦ નહી કોઇ જીનજી
ની તોલે જી. જા૦ ૫

॥ અથ શ્રી અરનાથ જિન ચૈત્યવંદન ॥

અઢારમા અર નામથી, સુખ લઇએ અનંત;
ગજપુર સુદર્શણ રાય, દેવી જાત મહંત. ૧
તેત્રીસ ગણધર ત્રીસ ધનુષ, દેહ સોવન વાન;
ચોરાસી સહસ વરસ તણું, જસ જીવીત માન. ૨
કોડીસ વરસ આંતરૂ એ, નંદાવત લંછીત દેહ;
જિન વિજય કહે વાલમા, તુજ સાથે મુજ નેહ. ૩

॥ અથ શ્રી અરનાથ જિન સ્તવન ॥

સોનલા રે કેરો વાવ રૂપલાનાં પગથાલીઆં રે. એ દેશી.

સુણજ્યોરે શ્રી અરનાથ, વીનતી કરૂં એક માહરી રે;
તુજ ગુણરે અનંત અપાર, મોહન મુરતી તાહરીરે. ૧
મુજરો રે અમારો આજ, પ્રભુજી હરખે લીજીયે રે;
મન શું રે આણી નેહ, અમને કરૂણા કીજીયે રે. ૨
નીઃરાગી રે તું ભગવંત, હું રાગી જિનજી તણો રે;
આવ્યોરે પ્રભુને પાસ, મનમાં હરખ ધરી ઘણો રે. ૩
તમે જો જો રે દીન દયાલ, સેવક સાચા જાણજો રે;
મુજ દેજ્યોરે તુમ પાયસેવ, પ્રભુજી દીલમાં આણજ્યોરે. ૪
જે પ્રભુ શું રે રાખે પ્રીત, જનમ કૃતારથ તેહના રે;
પ્રભુની રે કરતા સેવ, પાતીક નાસે દેહના રે. ૫
પ્રભુ જોતાં રે ફલીઓ આજ, સુરતરૂ મુજ ઘર આંગણે રે;
કર જોડી રે કહે નિત્યલાભ, જાઊં જિનને ભામણે રે. ૬

॥ અથ શ્રી મલ્લી જિન ચૈત્યવંદન ॥

મોહ મહાભદ્ર જિપતો, મીથીલા પુરી ઈશ;
પંચાવન સહસ વર્ષ આઉખું, ગણધર અઠ્ઠાવીસ. ૧
કુંભરાય પ્રભાવતી, નંદન મલ્લી જિનંદ;
નીલરીંગ પચવીસ ધનુષ, દેહ માન દીનંદ. ૨
ચોપન લાખ વર્ષ આંતરૂ એ, કલસાંકીત દેહ;
જિન વિજય કહે સેવતાં, નવનિધી આપે એહ. ૩

॥ અથ શ્રી મલ્લી જિન સ્તવન. ॥

વંદ્રારે વનના ચોકમાં ॥ એ દેશી ॥

માનવભવમાં પુરણભાગ્યે, મેં તો જિનવારજી ને દીઠા જો;
સફલ થયો દિન આજનો, પ્રભુ અમૃતથી અતી મીઠા જો.

મલ્લી જિનેશર સ્વામી.૧ હું તો મલીઓ અંતર જામીજો
વંછીત સુર તરૂ સારીખો; મેં તો પુન્યે સવ પામીજો.મ૦ ૨
છએ મીત્ર પૂરવ ભવના હતા, તેહને પ્રભુજી પ્રતિબોધી જો
કરૂણા આણી સાહિબા, પહુચાડયા શિવપુર સુધી જો.મ૦૩
ગુણ તુમારા સાંભલી, મુજ મનડું ભગતી ભીન્યું જો;
રાત દિવસ ભમતો ભમે, ભમરો જેમ કમલે લીનો જો.મ૦૪
પ્રભુજીનાં ગુણ ગાવતાં, હિયડામાં થાય સુખ સાતા જો;
નિત્ય લાભ કહે હુરખેકરી, હમે જિનવરશું રંગરાતાજો.મ૦

॥ અથ શ્રી મુનીસુવ્રત જિન ચૈત્યવંદન

મુનીસુવ્રત જિન વીસમો, વીસ ધનુષ જસ કાય;
સુમીત્ર રાય પદમા માત, ત્રીસ શહસ વર્ષ આય. ૧
શામ વરણ કાછબ અંક, અંતર વરસ છ લાખ,
રાજ ગ્રહનો ઠાકુર જયયો, અઢાર ગણધર દાખ. ૨
ઓલગ કીજે તાહરીએ, સેવિત અમર નરીંદ;
જિન વિજય કહે સાહિબા, ટાલો ભવ ભય ફંદ. ૩

॥ અથ શ્રી મુનીસુવ્રત જિન સ્તવન ॥

વંદ્રારે વનમાં વીણ વજાડે, ગોપી વિહવલ કીધી રે.એ દેશી.
આણંદ મંગલમાં જીવ રહીયે, તુષ્ણા તરૂણી નિવારીરે;
મોહ રાજાની સેન્યા જીતો, આતમ તત્વ વિચારીરે.આ૦૧
મન ઘોડાને વશ કરી બાંધો, જ્ઞાનની દોદોરી આણી રે;
ગારવ સલ્ય નિદાન મ રાખો,સાંભલી જિનવર વાણીરે.આ૨
ભાવ ભગતીશું દ્રઢતા આણી, જિનવર પૂજા કીજે રે;
કર્મ તણી તે કાસલ ટાલે, પાપ મેવાસી ધુજે રે. આ૦ ૩
મુનીસુવ્રત જિનશું સંધ કરીએ, રહીએ સહજ સ્વભાવેરે;
નામથકીઅવિચલપદલહીયે,નિત્યલાભએમગુણગાવેરે આ૦

## ॥અથ શ્રી નમિનાથ જિન ચૈત્યવંદન ॥

નમીનાથ એકવીસમો, નિલુત્પલ લંચ્છન;
મથીલા નયરી વીજય રાય, વીપ્રાનો નંદન. 1
સત્તર ગણધર પંદર ધનુષ, રૂપ સોવન વાન;
દસ સહસ વર્ષ આંતરૂએ, આપે ધનની કોડ;
જિન વિજય નિત્ય નિત્ય નમે, ભાવે બે કર જોડ. 3

## ॥ અથ શ્રી નમિનાથ જિન સ્તવન ॥

॥ ગરબો કોણે કોરાવ્યો કે નંદજીના લાલરે ॥ એ દેશી
નમિનાથ જિનેશ્વર વંદો કે, દીલમાં આણીરે; એતો વપ્રારાણીનો નંદો કે, ગુણ મણી ખાણી રે. એ તો વિજય નૃપતી કુલ ચંદા કે, દી० એને દીઠે પરમાનંદા કે, ગુ० 1
એતો સોવન વરણ સોહાયા કે, દી० એણે મેલી સંસારની માયા કે; ગુ० એ તો વિતરાગ નામ કહાયા કે, દી० એ તો મુગતી મંદીરમાં ગવાયા કે, ગુ० 2
હું તો ભકિત કરૂં ભલ ભાવે કે, દી० જેમ જરણ મરણ ભય નાવે કે ગુ० ઘરે મંગલ માલા આવે કે, દી० મુજ મન કું આણંદ પાવે કે. ગુ० 3
પ્રભુ મુરતી મુજને પ્યારી કે, દી० ભવિઅણને મોહનગારી કે; ગુ० ગુણ ગાવે સુર નર નારી કે, દી० પ્રભુ આપે સંપત્તિ સારી કે. ગુ० 4
પ્રભુજી તુમે સેવક તારો કે, દી० મુજ આવાગમન નિવારો કે ગુ० મુજ વીનતડી અવધારો કે. દી० 5

## ॥ અથ શ્રી નેમનાથજિન ચૈત્યવંદન ॥

બાલ બ્રહ્મચારી સદા, સોરીપુર અવતા[illegible]
સમુદ્ર વિજય કુલ ચંદલો, [illegible] હાર. 1

અગ્યાર ગણધર જેહને, શંખ લંછન ઉદાર;
સહસ વરસનું આઉખું, શામ વરણ તનુ સાર. ૨
ચોરાસી સહસ વર્ષ આંતરૂ એ, દસ ધનુષ ઉંચી કાય;
રાજુલ વર નેમજી તણાં, જિન વિજય ગુણ ગાય. ૩

## ॥ અથ શ્રી નેમનાથજિન સ્તવન ॥

॥ મેંદી રાજેલી ॥ એ દેશી ॥ ॥

નેમ જિનેશ્વર ગાયવા મુજ મનડું હરખિત થાય;
સાહિબ સાંભલો.
નયરી સોરીપુર દીપતો, સીવા દેવી પ્રભુની માય. સ૦ ૧
સમુદ્રવિજય કુલચંદલો, એતો જાદવ વંશ સોહાય; સા૦
શામ વરણ સોહામણા, દસ ધનુષ તણી છે કાય. સા૦ ૨
બાલ બ્રહ્મચારી જાણીયે, એક સહસ વરસનું આય; સા૦
શંખ લંછન હરખી કરી, સોહે છે પ્રભુને પાય. સા૦ ૩
ખીજમત કરીયે ખાંતશું, નિજ આતમને સુખદાય; સા૦
ધ્યાન ધરૂં પ્રભુજી તણું, મુજ પાતિક દૂર પુલાય. સા૦ ૪
ભવિયણ સેવો ભાવશું, એતો બાવીસમો જિનરાય ॥સા૦
નામે નવ નિધ સંપજે, નિત્યલાભ પ્રભુ ગુણ ગાય. સા૦ ૫

## ॥ અથ શ્રી પાર્શ્વનાથ જિન ચૈત્યવંદન ॥

પુરીયા પાસજી, વાણારસી રાય;
મરકત રંગ નાગ અંક, નવ કર જસ કાય. ૧
એકસો વરસનું આઉખુ, દસ ગણધર વિખ્યાત;
અસ્વસેન નરપતિ નંદ, વામા જસ માત. ૨
અઢીસેં વરસ આંતરૂ એ, શીવ સુખ આપે એહ;
જગજીવન જિનચં૰ તણા, ચરણ ભજો ધરી નેહ. ૩

ી પાર્શ્વનાથ જિન સ્તવન ॥

ડું આણી કે રાજ ગરાસીયારેલો એ દેશી

ડણ પાસ કે, વીનતી સાંભલો રે લો;.

કરૂં સુવિલાસ કે, મુકી આમલો રે લો;

નજી તુમ દરિશણને કાજ કે, જીવડો ટલવલે રે લો;

નજી મેહેર કરીને મહારાજ કે, આશા સવી ફલે રે લો. ૧

નજી મન ભમરો લલચાય કે, પ્રભુની ઓલગે રે લો,

નજી જેમ તેમ મેલો થાય કે, તે કરજયો વગે રે લો;

નજી દુર થકી પણ નેહ કે, સાચા માનજયો રે લો;

જી તુમથી લહુ ગુણ ગેહ કે, અમૃત પાનજયોરે લો. ૩

જું બાંધ્યા પ્રેમ કે, તે કેમ વિસરે રેલો;

ા નેમ કે, પ્રભૂથી દીલ ઠરે રેલો;

ાહરૂં રૂપ કે, અનુભવ સાંભલે રે લો;

ાહારી જયોતી અનુપ કે, ચિંત્યા રૂપ

નજી એહું ભોજન ખાય કે, મીઠાઇ લાલચે

નજી આતમને હિત થાય કે, પ્રભુના ગુણ

નજી કરમ તણાં બલ જોર કે, તેહથી તાર

નજી સમકિનાં તે ચોર કે, તેહને વાગીએ

જિનજી નિજ સેવક જાણીને, મુગતી

જિનજી કરૂણા રસ આણીને કે, મનમાં

નજી વાચક સહજ સુંદરનો, સેવક એમ

જી પડિત શ્રી નિત્ય લાભ કે, પ્રભ

॥ અ શ્રીમહાવીર

મરીગે

સુત સિદ્ધારથ રાયનો; વૃદ્ધમાન અભિધા.
સિંહ લંચ્છન સોવન મય, સાત હાથનું
વરસ ચોરાસી સહસ આંતરૂ એ, અહોતેર
ત્રીસલા નંદન જિન ભેટતાં, દિન દિન દોલત

## ॥ અથ શ્રી મહાવીર જિન સ્તવન ॥

॥ આણાં મોકલ રે મોરાર ॥ એ દેશી ॥

વીર જિનેશર વાલહોજી, આતમનો આધાર;
મુખ જોતાં મનમોહર જી, પામ્યું હરખ અપાર કે,
વીનતી સાંભલજો જિન રાય
મુરતી અતિ રલીઆમણી જી, રૂપતણો ભંડાર:
પ્રેમ નજર મુજ ઉપરે જી, ધરજ્યો જગદા
તુમશું બાંધી પ્રીતડીજી, તું મુજ સુખનો
રા નવી વીસરે જી, જપું તુમારૂ નામ કે.
દીજીયે જી, કીજીયે ઉપગાર.
કહું જી, તું મુજ તારણહારકે. વી૦ ૪
શીએ જી, સુરત રહી ચોમાસ;
તણા જી, પોતી મનની આશ કે. વી૦ ૫
, અચલ ગચ્છ શીણગાર;
જી, નિત્યલાભ જયજયકાર વી૦ ૬

પામ.